


THE NATIONAL GRAMOPHONE RECORD MFG. CO LTD.
110, MEDOWS STREET, FORT BOMBAY.

# નિવેદન

કોકીલાના નાદે વસંત વણુટહુકી જાય તોજ કોકીલ કંઠી ગુજરાતણુના નાદે નવરાત્રી વણુટહુકી રહે......

અખીલ ભારતની માત્ર એકજ સ્વદેશીય **યંગ ઈન્ડીયા** રેકર્ડ દ્વારા આ વખત પણુ નવરાત્રીમાં કોકીલકંઠી ગુજરાતની અભિલાષા સંતોષાશે......

**'યંગ ઈન્ડીયા'** રેકર્ડ કંપની આ વખત પણુ સુન્દર નવગરબાની નવરેકર્ડો રજુ કરે છે...અમે સગર્વ કહીયે છીયે કે **યંગ ઈન્ડીયા** રેકર્ડ ઉપર જે રસભર ગરબાઓ ગવાયા છે ...એથી ગુજરાતની અસ્મિતા-ગૌરવમાં વધારો થયો છે.

આશા છે કે...પુણ્ય શ્લોક જગદજનની જગદમ્બાના... નવદિવડે નવપગલાં ભરતી નવરાત્રીમાં આ વખત પણુ ...શેરીયે શેરીયે ચકલે ચકલે...ઘેર ઘેર યંગ ઈન્ડીયા રેકર્ડના ગરબાઓ ગુંજતા આવ્યા છે.—તેમજ ગુંજશે.

આ રહયો...આપની સેવામાં અમારો આ વખતનો રસથાળ



નવરાત્ર  રીલીઝ


ઓકટોબર ૧૯૪૧

## ગુજરાતી ગરબા રેકોર્ડ્ઝ

**GUJARATI RECORDS** — ગુજરાતી રેકર્ડ્ઝ



શ્રીમતી મધુરિકા મઝુમદાર

D A 6510
ડી એ ૬૫૧૦

અંબાતે માનાં નોરતાં આવ્યાં
અંબે આરાસુરની વાળી
(શબ્દ-સંગીત : અવિનાશ વ્યાસ)

મધુરીકા મજમુદાર

**એક બાજુ**

નોરતાં આવ્યાં, અંબા તે માના નોરતાં આવ્યાં
સંદેશા કહાવ્યા માએ, સંદેશા કહાવ્યા
ઘેર ઘેર રાસ રમો સદેશા કહાવ્યા
આભલેથી માજી આજ, સાજ સજી આવ્યાં

વિશ્વબંધુ રાજી થતું ગરબા કોરાવ્યા...નોરતાં
ભક્ત જનો ભક્તિ કરે, શકિત ઘેર આવ્યાં
પુજા પાઠ કરી ઠાઠ, આંગણા સોહાવ્યાં...નોરતાં
પડવે બીજ, ત્રીજ, ચોથ ગબ્બર ને ગોખ
માજી રમે રાસ જોતાં જગના આ લોક
અમૃત રેલાવ્યા, માયે અમૃત રેલાવ્યાં
એવાતે માના નોરતાં આવ્યાં
પાંચમ, છઠ્ઠ, સાતમને આઠમને ટાણે
નવ નવરાત્રિએ દશેરાને વહાણે
મહીસાસુર માર્યા, માએ મહીસાસુર માર્યાં
એવાતે માના નોરતાં આવ્યાં.

બીજી બાજુ

અંબે આરાસુરની વાળી, ઓ મા પાવાની પટરાણી
તુજને નમન, નમન
ઓ મા આપ રહ્યાં મહાકાલી, ઓ મા આપ રહ્યાં બીરદાયી
તુજને નમન, નમન
જગત જનની ઓ વિશ્વવંદીની
ભયભંજીની, ચીત્તરંજીની
વિશ્વવિષે વિખ્યાત—તુજને નમન, નમન
અપરંપાર લીલા છે ત્હારી
અખુટ શકતીનાં છો ભંડારી
શકિત છો સાક્ષાત તુજને નમન, નમન.
રમણ ભ્રમણ નવરાત્રિ કરતાં
રાશેશ્વરીમા રાસ નીરખતાં
આશીષ ધ્યોને માત, તુજને નમન, નમન.



## શ્રીમતિ મધુરિકા મજમુદાર

| | | |
|---|---|---|
| D. A. 6096<br>ડી. એ. ૬૦૯૬ | એકલાં ન જઇએ ...<br>હાલો વ્હેલાં વ્હેલાં જઇએ<br>(અવિનાશ વ્યાસ કૃત) | ગરબો<br>,, |
| ડી. એ. ૫૧૦૧ | શંકરે ભાંગ પીલાઇ<br>જવાદે શ્યામ હમોને મોરારી | |
| ડી. એ. ૫૧૪૫ | નયનોમાં નેહ રૂડા નીરખ્યાં<br>સાગરના સ્નેહમાં ઝુલાવજો | |
| ડી. એ. ૫૨૧૫ | રમતાં રસ ચાંદનીના ચોકમાં<br>ઉપવનમાં રંગે ખીલ્યાં છે ફુલડાં | |
| ડી. એ. ૫૨૪૦ | મંગળ પગલાં ભરજો<br>મંગળકર વર્ષ સુખદ વહજો | |
| ડી. એ ૫૩૭૨ | રૂમક ઝુમક ઝાંઝર ઝમકે<br>શાશરીયે શે રેવાય | |
| ડી. એ. ૫૫૧૧ | સુની શ્રાવણીયાની સાંજે<br>એના શા કરવા ઉપાય | |
| ડી. એ. ૫૫૭૯ | હોળી આવી હોળી આવી<br>હોળી આવીરે | |
| ડી. એ ૫૬૩૪ | મને પ્રીતનું ગીત સુનાવો કોઇ<br>એક વાત પુછું કા'ના તમને. | |
| ડી. એ. ૫૭૪૪ | કાં'ના ભરવાને મને નીર<br>જાવુ છે જમુનાને તીર | |
| D. A. 5797<br>ડી. એ. ૫૭૯૭ | ઓ મા તારા દર્શને<br>મા પાવા તે ગઢથી ઉતર્યાં | |

D. A. 5855 } હું વૃજની ગોળી
ડી. એ. ૫૮૫૫ } આવને સખી ઘનશ્યામ બતાવું

D. A. 6027 } શાક વાળી
ડી. એ. ૬૦૨૭ } રાંધવાની રામણ

D. A. 6322 } વીજલડી વીણારી
ડી. એ. ૬૩૨૨ } હું મારવાડની નારી

---

## શ્રીમતિ જ્યોત્સ્ના મહેતા

**D A 6511**
**ડી એ ૬૫૧૧**

**આસોના અજવાળીયાં**
**તાલી દેતાં, તાલી દેતાં**
(શબ્દ-સંગીત અવિનાશ વ્યાસ)

**એક બાજુ:—**

આવ્યાં સખી આવ્યાં, આસોનાં અજવાળીયાં
ગોરા ચંદર દેવ સજી સુંદર વેશ
સોળે કળાએ શણગારીયાં......આવ્યાં સખી
ચાંદરણું પાથર્યું પૃથ્વીને પાટલે
અવનીએ નવલાં રૂપધારીયાં......આવ્યાં સખી
શ્વેત સરીતા દુધ ગંગા ઉભરાણી પુરમાં
રૂપ ભરી રૂપવતી ઉભરાણી નુરમાં
રજની દેવીના રળીયામણાં......આવ્યાં સખી



આવશે પ્રીતમને પુનમની રાતડી
સાચાએ સ્વપ્નામાં મીંચાશે આંખડી
પાથરણે ફુલડાં બીછાવીયાં......આવ્યાં સખી.

**બીજી બાજુ:—**

તાલી દેતાં, તાલી દેતાં, તાલી દેતાં રે હું તો ઘેલી બનું
ફેર ફેર ફુદડી, ટપકીયાળ ચુંદડી
દુધ ભરી રાતડીમાં ગરબે ઘુમું રે......તાલી દેતાંરે
પેલો ચાંદલીઓ નીરખે છે આભમાં
એની કૌમુદી રાસ રમે સાથમાં
એની વરસતી સુધાએ હૈયુ ભરૂ રે......તાલી દેતાંરે
આંખડીએ, આંખડીએ, અંજનીયા આંજ્યા છે
વેણી ગુંથ્યા ગજરામાં ફુલડાં બીરાજ્યાં છે
રાસેરમું મહારી સાહેલી સંગે હું રાસેરમું...તાલી દેતાંરે
સુંદર શ્યામ વીના શોભે કેમ રાસ મહારો
એની બંસી વીના પુરે કોણ સુર સારો
એને ખોળીને ભોળી હું પાછી ફરૂં રે...તાલીદેતાંરે

D. A. 6046 } કોણરે ભરે ... ગરબો
ડી. એ. ૬૦૪૬ } દેવિ શારદ સરસ્વતિ ... ગરબો

ડી. એ. ૫૫૫૫ } એક ત્હારે નામે મેં નૈયા ઝુકાવી
D. A. 5555 } એકલું જાવું એકલું જાવું

ડી. એ. ૫૬૯૮ } ત્યારે સાંભળે ભગવાન
D. A. 5698 } મને કોઈ પ્રભુ બતાવે

ડી. એ. ૫૭૯૮ } ઓરાં આવો
D.A. 5798 } ચાલો સખી જઈએ

ડી. એ. ૭૧૨૮ }  જળ ભરવા હું જમુના તીરે ગઈ'તી
D. A. 7128 }  એવું સરોવર દીઠું

એમ. એસ. ૭૧૩૫ { વન વગડે કોયલ ટહુકે
M. M. 7135 { વસંત આવી ફુલડાં લાવી

---

**શ્રીમતિ વનલતા પુરોહીત**

D A 6512
ડી એ ૬૫૧૨

**ચાંદલીયાને શું કહેવું**
**ઓ રાતલડી**
(શબ્દ-સગીત અવિનાશ વ્યાસ)

એક બાજુ—

આ ચાંદલીયાને શું કહેવું ?
એનું બીંદુનથી જેવું તેવું
એની કૌમુદીનું કામણ એવું
કે પ્રીતમને પરવશ રહેવું
કોઈને ઘેલા કરીશું જોયા કરવું . આ ચાંદલીયાને
પેલી શરદ પુનમની રાતડીયે
કોઈ ઝુરે પ્રીતમને વાટડીયે
એમાં આછા સ્મીતે શું હસ્યા કરવું...આ ચાંદલીયાને
મેં તો અલબેલા સાથે અબોલા લીધા
જાણે રાગ ત્યજી વૈરાગ્ય લીધા



એવે નાખ્યું એને એનું ચાંદરણું
કે આવ્યું પાછું પ્રીતમ શમણું........આ ચાંદલીયાને

બીજી બાજુ

ઓ રાતલડી! ઓ રાતલડી! જરી મોડી જાજે બ્હેનરે
મ્હારે શશી સંગાથે રમવું છે
હૈયું ભરી ભરી નીરખી ફરી ફરી
શશી કૌમુદીમાં ઘુમવું છે, મ્હારે ઇન્દુબીન્દુ મન ભરવું છે...
ઓ રાતલડી

દિન ભર ઝુરી ઝુરી તારી આશે
ક્યારે મુજ તૃષા છીપાશે
તરસ્યાંને અમૃત કો પાશે!
ક્યારે નાથ સુધા દેખાશે.... . ...ઓ રાતલડી

સંતાઈ કો વાદળ પાછળ
તારલી નીરખે નાથ સુધાકર
એવી તારલી બનવું છે, મ્હારે ભુલ ભુલામણે ભમવું છે—
ઓ રાતલડી

વિજોગણ વ્હાણું જો વ્હાશે
શીતળ ચાંદરણું હોલાશે
દુ;ખીયારી મુજનું શું થાશે?
મુજથી શે જીવાશે? ઓ! રાતલડી

D. A. 6099 }  ધીરે ધીરે ગોરી ચાલો ... ગરબો
ડી. એ. ૬૦૯૯ }  મોરલા રે ... ... ”
(શ્રી અવિનાશ વ્યાસ કૃત)

| | |
|---|---|
| ડી. એ. ૫૧૧૮ | જીવન આછાં ખીલી<br>મોહન તારી બંસરી |
| ડી. એ ૫૧૮૨ | શાને વગાડી રસ શ્યામ<br>રાસ ખેલે કાલી દીને કાંઠડે |
| ડી. એ. ૫૨૮૦ | ખીલી ખીલી તે રજની આભમાં<br>વિશ્વ વાટીકાની વેલ રૂડી |
| D. A. 5799<br>ડી. એ. ૫૭૯૯ | ઘેર તો જવાદે મુને<br>ધીરે ધીરે પનીહારી |
| D. A. 6256<br>ડી. એ. ૬૨૫૬ | ગોરી રાધા સાથે<br>હોળી આવી રે |

---

**શ્રીમતિ મલ્લીકા રાયજી**

**D A 6513**
ડી એ ૬૫૧૩

**લેજો, લેજોરે શુકનના સબરસીયાં**

**નવ નવ દીવડા પ્રગટે**

(શબ્દ સંગીત અવિનાશ વ્યાસ)

**એક બાજુ:—**

લેજો, લેજો શુકનના સબરસીયાં
સબસીયાં એ લોકરસીયાં......લેજો, લેજો
બાર બાર માસના થાક્યાને પાક્યા



રૂદન છે હૈયેને હાસ્ય મુખ રાખ્યાં
હેઠ લતે લાવીને ચેતનીયાં......લેજો, લેજો
આતો આવી દિવાળી તેજે ભરી
જાણે આવીકો આભ થકી સ્વર્ગની પરી
કુંજ કુંજ ગુંજે ગાન મધુર ગુંજનીયાં......લેજો, લેજો
સબરસના શુભ શુકને થાશો સૌ ઉજળાં
મંગળ પ્રભાતે વરો દેવી આપ મંગળા
રંગે સૌ સંગે નિરંજનીયાં .. લેજો લેજો.

**બીજી બાજુ:—**

નવરાત્રિમાં નવ નવ દીવડાં પ્રગટે
ઘુંઘટ ઘડુલે રૂપ ગંગા ચઢે રમણે
સુની સુની રાતલડીમાં
કાળી કાળી વાદલડીમાં
છુપ્યો શશીયર પ્રગટે......નવરાત્રિમાં
આભને આરે ટમટમ તારલીયા ટમકે
જાણેકો સુંદર શશી કેરૂં મુખડું મલકે......નવરાત્રિમાં
જગત જનની જગદંબા
નીસરે ગરબે રમવા
દેતાં તાળી, અંબેવાળી, રાતરઢીયાળી...નવરાત્રીમાં
અખંડ વહેતાં કૌમુદી પયમાં
રાસ રમે રાસેશ્વરી લયમાં
રસભરી ગાગર છલકે ......નવરાત્રીમાં

---

મણીબાઈ ગરબા પાર્ટી
ગવડાવનાર કુમારી આશા

D A 6514

ડી એ ૬૫૧૪

**શું રે કહું મારી સજની**

**નણંદલ વીર**



મણીબાઇ

**એક બાજુ**

શું રે કહું મારી સજની
સાસુના મેણલાં સ્હેવાય ના જરી
નણદીના વીરા લાવ્યા ચુડલોને ચુંદડી
જોવાયુંના સખી ઇર્ષ્યાભરી
મેણાં મારે છે કંઇ બ્હાના શોધી
નિત્ય લઢે છે સખી સાસુ નણંદી
પુછ્યું મેં તો સાસુ રમવાને ગરબી
મુખડું મોડ્યું સખી રોષથી ભરી
સાસુ વધ્યા એમ ક્રોધ કરી
શરમાવો વહુ જરા લાજ ધરી
જાણું ના કહેતી સખીરી આ જગની
નવ દીવસ રહે વહુજી નવી

**બીજી બાજુ**

નણદલ વીર લાવી દોનેરે ચુંદડી
હીરાના કંકણુ લાવજોરે



મોતી મઢેલો ચુડલોરે
મારે મોતીની માળ ગુંથાવજોરે ... નણદલવીર
આવ્યાં નવરાત્રી સૌ સૃષ્ટિ હરખાણી
ગરબે ઘુમવાને મળી જાશુંરે......નણદલવીર
ગરબે રમવા જાઉં સખીઓની સંગે
પહેરીને નવરંગ ચુંદડીરે.......નણદલવીર
પાયે પડું તો મારી માતાજી રીઝશે
મનનાં મનોરથ પુરશેરે......નણદલવીર

---

**મણીબાઈ ગરબા પાર્ટી**
**ગવરાવનાર કુ. સુધા ખાનસાહેબ**

D. A. 6515

**ડી. એ. ૬૫૧૫**

**કરશો નહીં કોઇ આશ**

**પ્રેમ ભરી દિવ્ય જ્યોતિ**

**એક બાજુ**

સજની મારી કરશો ન કોઈની આશ.
અમર આશામાં લોભાશો માં
થાશો જગતમાં નિરાશ.
શબ્દભર્યા સ્નેહથી વાણીએ મીઠાશ
મોહમાં અંધ બની રાખો ન આશ—થાશો જગતમાં નિરાશ.

સ્વપ્ના સેવી સુખ માનસોમાં
થાશો જગતમાં નિરાશ.
આશા ફળેના સખી મળતી નિરાશ.
વીનતી કરે છે મનુ કરશો ન આશ
થાશો જગતમાં નિરાશ.

બીજી બાજુ

પ્રેમભરી હિય્યમેં જ્યોતિ પ્રગટાવી
પ્રગટે જ્યોતિ મારી જેવી આશા ભરી
પ્રેમ મંદિરમાં પુજન કરતી
આશા ભરી મારી જ્યોતિ પ્રગટાવતી—પ્રેમભરી

સાખી

કરતી પુજન પ્રેમથી, આશ હતી જ્યોતિમાં
પલટે ઘડી જીવનની, આશા પલટી જાય
આશા ભુલી પ્રેમે પુજન કરતી
અશ્રુ ભર્યા નેણે હું તો જ્યોતિ નિહાળતી—પ્રેમભરી

---

શ્રીમતિ મોંઘી બ્હેન કંતાનવાલા

D. A. 6516
ડી. એ. ૬૫૧૬

થોડું કર્યું તું ઝાઝું માનજે
આરતી ઉતારૂં અંબામાતનીરે



મોંઘીબ્હેન કંતાનવાલા



એક બાજુઃ—

તારા પુજનને કાજ
માત આવી છું આજ
માડી થોડું કર્યું તું ઝાઝું માનજે
રંક દાસીની લાજ
માત રાખીને આજ
માડી થોડું કર્યું તું ઝાઝું માનજે
ના ચુંદડી કસુંબલ
ને કંકણ ના હેમના
નથનીના રત્નોની
આભુષણ પ્રેમના
તારૂં દીધુ હો અંબે
તુજને ધરાવું તો.... થોડું કર્યું તું ઝાઝું માનજે
સુંદર નવ રાત્રિને સખીઓના સાથ છે.
ગરબે રમવાને ગૌરી તારો સંગાથ છે.
હું તો અધુરી ત્યાં પુરા સન્માનશાં..... થોડું કર્યું તું
ઝાઝું માનજે

બીજી બાજુઃ—

હું તો આરતી ઉતારૂં અંબા માતનીરે
અંબા માતનીરે, જગત માતનીરે......હું તો
હૃદયના તું દ્વાર ખોલ ,
ભકિતને ઝુલે હિંડોળ
મધુર નામ બોલ, બોલ
હું તો ચરણ છબી નીહાળું અંબા માતનીરે ..
હું તો આરતી

દુર દુર તારૂં ધામ
થાય સર્વ પુર્ણ કામ
શિષ ધરી કરૂં પ્રણામ
કીર્તિ ઘર ઘર ગવાય અંબા માતનીરે...હું તો આરતી
ધુપ દીપ ભાવે કરૂં, પુષ્પહાર કંઠે ધરૂં
વાર વાર નમન કરૂં
નવરાત્રિ હું ઉજાવું અંબા માતનીરે...હું તો આરતી

---

**શ્રીમતિ સુમતી દરૂ**

**D. A. 6517**
**ડી. એ. ૬૫૧૭**

**નવ નવરાતના નોરતાં**
**ગોરી ચાલોને માને મંદિરીએ**



**સુમતિ દરૂ**

**એક બાજુ**

નવ નવતે રાતના નોરતારે મા ગરબે રમવા નીસર્યાં
હાંરે ચૌદે બ્રહ્માંડના ચોક માંરે મા ગરબે રમવા નીસર્યાં
ઓઢી ધરતીની લીલી છમ ચુંદડી માથે વાદળના મુગટરે
સોનાનીરે, રૂપાનીરે, ઘુઘરી ઝમઝમ ઝમકાવતા
લાવ્યા, લાવ્યા દીવાળીની લ્હાણીરે મા ગરબે રમવાની સર્યા



ધમધમ ધતકારા ઢોલ તણા વાગે
પૃથ્વી ફરે એના તાલમાં
સોળે શણગાર સજી માતાજી ઘુમતા ભાળી માયાના ઘુંઘટરે
ભોળા અમે બાળુડારે કાળા અજ્ઞાનમાં ડુબતા
ઘેરા એવા તીમીરને ભેદવાને મા ગરબે રમવાને નીસર્યા

**બીજી બાજુ**

ગોરી ચાલોને માને મંદીરીયે
આવ્યાં, આવ્યાં આસોના અજવાળીયાં
ધીનીકીટ, ધીનીકીટ તાલ મધુરા શા ગાજે
પગમાં ઝાંઝરના ઝમકારા—
ઉગ્યો, ઉગ્યો ચંદ્રસૃષ્ટિતણા બાગમાં
માંહી રાસ રમંતા તારલીયા—
ગરબે રમવાને આવ્યા બહુચરમા
આવ્યા ગૌરી જગદંબે
રાસ રમંતા પ્રગટી એક દિવ્યજ્યોત
એના ઝબકારે પ્રગટ્યાં અંબામાં
જય, જય, જય, જય, જગદંબે

ડી. એ. ૫૧૬૭ { કાનુડો ચીતાડાંનો ચોર છે
રાધા વનમાં પુછે }

ડી. એ. ૫૨૧૭ { શેનાં ચઢયાં આંખડીએ ઘેન
નંદ રાણી તારો કાંનો }

ડી એ. ૫૩૨૯ { ઝબકી ! જાગી હું તો
કયાં ટહુકી કોયલ રાણી }

| | |
|---|---|
| ડી. એ. ૫૪૭૪ | ભજ શ્વાસ શ્વાસમાં રામ<br>જરા ધીરેથી હોડી હંકાર |
| ડી. એ. ૫૫૨૭ | કદમ પર બેઠો પેલો કાનુડો<br>નટવર નીચે શ્યામરે |
| ડી. એ. ૫૫૮૯ | દુનિયા રંગ ભરેલી બાબા<br>માલણ તું મતવાલી |
| ડી. એ. ૫૬૭૭ | સખી વર્ષાના વાયરા વાયા<br>ટહુકે ગોકુલની ગોવાલણ |
| D. A. 5774<br>ડી. એ. ૫૭૭૪ | નાથે માંડયાં છે રીસામણાં<br>મારી સાસુ કરે છે સતામણી |
| D. A. 5884<br>ડી. એ. ૫૮૮૪ | દુધ વાળી<br>પનઘટ પર નંદલાલ |
| D. A. 6007<br>ડી. એ ૬૦૦૭ | ઘંટરવ સંખનાદ<br>ડમ ડમરૂ બાગે |
| D. A. 6444<br>ડી. એ. ૬૪૪૪ | આજ ઝુલે ઝુલે છે<br>તાંડવ નૃત્ય |
| D. A. 6367<br>ડી. એ. ૬૩૬૭ | વણઝારાની પોઠ<br>નાવતો લારી ડોલે |

---



કુ. વિલાસ વીણ

**કુમારિ વિલાસ વીણ**

(ગુજરાત મ્યુ. સોસાયટી સીન્ડીકેટ)

**D. A. 6518**
**ડી. એ. ૬૫૧૮**
**વ્યોમ વીહરતી વાદળીએ**
**કાળી કોયલડી.**
(ત્રીલોક દેસાઇ કૃત)



**એક બાજુ:—**

વાદળીઓ, વાદળીઓ, વાદળીઓ
        વ્યોમ વિહરતી વાદળીઓ

ઉંચે આભે સુરજ પ્રકાશે
આમંત્રે અમને આકાશે
        પિતાજ પેલો દરીઓ..........

હિમ શાં કાળાં ભુરાં વસ્ત્રો
સજની ઉડતી નર્તન કરતી
        ઇન્દ્રતણી જલ પરીઓ........

ભીંજવતી જગ સજીવ કરતી
શીતળ સમરની લહેરે ચઢતી
        ઘૂમીએ ગગનની ગલીએ

ગગને ઘૂમતી
રાસ રચંતી
ગરબે રમતી રમણીઓ
પગલે ઠમકે
ઝાંઝર ઝમકે
ઝગમગ ઝબકે વીજળીઓ
        પગલે ખરતી વીજળીઓ .....

**બીજી બાજુ:—**

કાળી કાળી કાળી કોયલડા
આંબા ડાળે ડોલું
　　　મધુરૂ. મધુરૂં બોલું
ટુહુ ટુહુ ટુહુકારા કરતી
　　　ઘડી ઘડી કોયલડી
વસંત આવે, ભાવ જગાવે
હૈયું નચાવે, સંગીત સર્જાવે
બસ ગીત ગીત ગાવું
રસીયા ઉર લલચાવું
ફોરમમાં સંગીત સૂર પુરતી
　　　ઉડી ઉડી કોયલડી
વસંત બિતી જાશે, સંગીત સૂર ભૂલાશે
વનમાં જીવન એકલ વહતી
　　　રડી રડી કોયલડી
યુગભર વસંત હોતે
　　　જો ગીત અનંત ગાતે
મધુરા સુરે પંચમી સ્વરથી
　　　ચઢી ચઢી કોયલડી

———



## (અગાઉ બહાર પડેલી ગરબા રેકોર્ડઝ)

**પુષ્પા બ્હેન સંપત**

D. A. 6102 / ડી એ. ૬૧૦૨ — મટુકી આ મારી છલકે...ગરબા / રૂમ ઝુમ કરતી પગલાં ભરતી ,,

(નરોતમદાસ સંપત કૃત)

ડી. એ. ૫૫૨૪ — દાળ દાઝે છે / હું તો બંધનમાં બંધાઇ

ડી. એ. ૫૬૯૯ — જાગો બાળા જાગો / ઓ નીંદરડી

D. A. 5791 / ડી. એ. ૫૭૯૧ — પાય લાગુ ભવાની માત / ચમક ચમક ચાંદની શી ચમકે

D A. 5856 / ડી. એ. ૫૮૫૬ — વસ્મા લાગ્યારે મુંબાઇના વાયરા / ગોરી મડમડી

D. A. 5986 / ડી. એ. ૫૯૮૬ — કોણુ કોનુ કોંણ કોનું / વીયોગ વસમુ લાગે

એમ. એમ. ૭૧૦૧ — કેવી ખીલી વર્ષાની બહાર / મને સ્વપ્ન આવે

એમ. અમ ૭૧૧૩ — તરસ્યાં હૈયાંના કોડ / ચંદ્રી ખીલી ચોકમાં

**શ્રીમતિ મધુરિકા મજમુદાર.**
**શ્રીમતિ જયોત્સના મહેતા.**

D. A 6098 / ડી. એ. ૬૦૯૮ — 
　　　મધુરીકા મજમુદાર
સ્યામ શું કામ ગોકુલ ત્યાગો...ગરબો
　　　જ્યોત્સના મહેતા
વસંત આવી ... ગરબો

D. A. 6097 / ડી. એ. ૬૦૯૭
- નટવર નાચે શ્યામરે ... ગરબો
- સખી વર્ષના વાયરા વાયા

(શ્રી અવિનાશ વ્યાસ કૃત

**કુ. હરેન્દ્રબાળા (સુરત)**

**કુ. પ્રતિભા મજમુદાર**

D. A. 6101 / ડી. એ. ૬૧૦૧
- સુંદર સરોવર તીરે ... ગરબો
  (સવિતા બહેન જોષી કૃત)
- ચાલો જઇએ જમુના તીટ .... ગરબો

**મણીબાઇ ગરબા પાર્ટી**

**શ્રીમતિ સરોજ નાથ**

D. A. 6100 / ડી. એ. ૬૧૦૦
- પંખી જાજે પીયરને પંથ
- સાસુજી મારાં આકરાં

**મણીબાઇ પાર્ટી**

D. A. 6028 / ડી. એ. ૬૦૨૮
- કેમ જાઉં પનઘટ પાણી
- કાને મારી મટુકી ફોડી

**મોતીબાઇ (ભાડેર ભજન મંડળ)**

D. A. 6103 / ડી. એ. ૬૧૦૩
- દાઝેલ દિલનાં અમે ... રાસ
- મુને દાસીને લઇજા ... ,,

ડી. એ. ૫૫૨૨
- હાજી કાસમ તારી વીજળી ભાગ ૧
- ,, ...ભાગ ૨

ડી. એ. ૫૫૭૬
- પાટણથી પોપટડા મંગાવો
- સુરજ ઉગ્યોરે કેવડીયાની ફણસે



ડી. એ. ૫૫૯૧
- કાંઠડે તે કા'ન ઘોડા ખેલવે
- મારા સમરે મેલીદીયો

ડી. એ. ૫૭૭૩
- દાદા તે દીકરી
- નહીં જાઉ રે જમના જળ ભરવા

**આર્ય કન્યા વિદ્યાલય—વડોદરા**

M. M. 7107 / એમ.એમ. ૭૧૦૭
- અમરસહીદ દયાનંદ હો વંદન
- આજે ઉત્સવ કુલડોશના

**વાસંતી બહેન મહેતા**

D. A. 5199 / ડી. એ. ૫૧૯૯
- જ્યોતી પૂજન સખી આદરીએ
- ડોલંતી ડાલો વૃક્ષની

**કુ. ગુણીઅલ દેસાઇ બી. એ.**

T. M. 8330 / ટી.એમ. ૮૩૩૦
- અલી કોયલડી તુ મીઠું મીઠું બોલરે
- સખી પાંણીડાં ભરવા હું ગઈતી

T. M. 8340 / ટી.એમ. ૮૩૪૦
- જોતી જોતી હું તો વાટડી
- ઝાંઝરના ઝમ ઝમ ઘુઘરા વાગે

T. M. 8357 / ટી.એમ. ૮૩૫૭
- જોને જોને સખી ચમકે
- પનીહારી પનીહારી

## કુ. દુલારી બહેન દ્વિવેદીયા

| | |
|---|---|
| D. A. 5373<br>ડી. એ. ૫૩૭૩ | ક્યાં છે મધુરા પરાગ<br>નભની સુંદરી રે |

## વિદ્યા લક્ષ્મી અને પાર્ટી

| | |
|---|---|
| D. A. 5447<br>ડી. એ. ૫૪૪૭ | ચાલો ચાલો ગોકુલ ગામ<br>મુજને પાછી આપને ગીરધારી |

## અમૃતબાઇ પાર્ટી (ભાડેર)

| | |
|---|---|
| D. A. 5477<br>ડી. એ. ૫૪૭૭ | કાનુડોજીરે મારા ઘર પછવાડે<br>વાટકીમાં કેસર ઘોળ્યાં બાલમજી |
| D. A. 5676<br>ડી. એ. ૫૬૭૬ | જુની વસ્તી રે જમાદાર<br>છેતરીને જાશો માં |
| D. A. 5836<br>ડી. એ. ૫૮૩૬ | કાના મારી પાભડીનો રસ<br>રાજલ મારવાડી |
| D. A. 5987<br>ડી. એ. ૫૯૮૭ | સમડીએ કેમ જાશો<br>ઘડનારે ઘડીઓ |

## સૌ. વસુમતિ દ્વિવેદીયા

| | |
|---|---|
| D. A. 5553<br>ડી એ. ૫૫૫૩ | મુરલી વાગી મુરલીધરની<br>અલી કહેને કોયલ રાણી |
| D. A. 5804<br>ડી. એ. ૫૮૦૪ | ગરબે રમવાને ગોરી નીસર્યાં<br>શક્તિ નહી તારી કળાય |



## પન્ના બહેન મરચંટ

| | |
|---|---|
| ડી. એ. ૫૫૮૧ | કુમકુમ કુમ થાળ ભરી<br>ફાગ ખેલે ફાગ ખેલે |
| ડી. એ. ૫૬૧૧ | ગોકળમાં બંસી વાગી<br>ફુલને હીંડોળે ઝુલતી |
| ડી. એ. ૫૭૭૨ | હો કનૈયા મોરલી બજાવ<br>જાગો જાગો ગોપાલલાલ |

## ગુજરાત મ્યુઝીકલ સોસાયટી સીન્ડીકેટ

| | |
|---|---|
| D. A. 5771<br>ડી એ. ૫૭૭૧ | શ્રી માતાજીની આરતી —ભાગ ૧<br>,, ,, —ભાગ ૨ |

## શ્રીમતિ કુસુમ શાહ.

| | |
|---|---|
| D. A. 5751<br>ડી. એ. ૫૭૫૧ | મુંબાઇની કમાણી —ભાગ ૧<br>,, ,, ભાગ ૨ |
| D. A. 5785<br>ડી. એ. ૫૭૮૫ | પૂજન પ્રેમ ભરેલું થાય<br>ધરીને હસ્ત ફુળ ફુળયાળ |
| D. A. 5834<br>ડી. એ. ૫૮૩૪ | ઘટ ઘટના ઘનશ્યામ<br>અમે પ્રભુ દર્શનનાં પ્યાસી |
| D. A. 5962<br>ડી. એ. ૫૯૬૨ | નીંદ ભરી આંખડી ઘેરાતી<br>વીરાને કાજ મેં ખંચ્યો હીચકો |
| D. A. 6009<br>ડી. એ. ૬૦૦૯ | આવી રસીક નાથે<br>હું શું રરૂં ? |

### કુ. ઉષા વોરા (સુરત)

D. A. 5963 / ડી. એ. ૫૯૬૩ — નમી સંધ્યા સરોવર તીરે / મારી નાનીશી ગોરસી

### કુ. પ્રતિભા મજમુદાર (સુરત)

D. A. 5942 / ડી. એ. ૫૯૪૨ — કાનો હોળી ખેલે હોળી / ખેલો હોળી ખેલો હોળી

### કુ. વનલતા મહેતા (સુરત)

D. A. 6045 / ડી. એ. ૬૦૪૫ — અચકો અચકો કાં રેલી / ગોરમાનો વર કેસરીયો



સુપ્રસિદ્ધ

## પ્રભાત ફિલ્મ કંપની

કૃત




# સંત સખૂબાઇ

ફિલ્મનાં

## મરાઠી અને હિન્દી સુમધુર ગાયનો

# યંગ ઇન્ડિયા
# રેકૉર્ડ્ઝ

— પર સાંભળવા તૈયાર રહો —

કોઠારી પ્રિં. પ્રેસ, કોટ, મુંબઇ.